॥ શ્રી ॥

# જુગતંબા સ્તવન.

## અંક સોળમો.

રચી છપાવી પ્રસિદ્ધ કર્નાર,

નંડીઆદ નિવાસી નાગર ગ્રહસ્થ,

**માણેકલાલ લલ્લુભાઈ મહેતા.**


અમદાવાદ,

[illegible]

[illegible]

[illegible]

સંવત ૧૯૭૪. [illegible] સને ૧૯૧૮.

ચૈત્ર શુકલપક્ષ. એપ્રિલ.


( મંગલ. )

# જાગતંબા સ્તવન.

## અંક ૧૬ મો.

— ❧ —

### ગણપતીની સ્તુતિ.

દોહરો.

શંભુ સુત ગીરજાનણુ, કર કરૂણા ગણરાય;
સ્તવન રચાએ સોગમુ. માગુ તમારી સાહ્ય.

### સરસ્વતીની સ્તુતિ.

બ્રહ્માતનયા મા સરસ્વતી, સકળ વિશ્વની રાય;
સદ્‌બુદ્ધિ દો માવડી, સોળ સ્તવન રચાય.

### અંબા સ્તુતી.

નેહ ધરી સાગત સઉ કરીએ—એ રાહ.

નેહ ધરી અંબા સ્તવન કરીએ,
હરખ બહુ અંતરમાં ધરીએ. નેહ ધરી. ૧
શ્રાવણ સંઘે આવી તમારાં, દરશન મા કરીએ,
હમે સઉ દરસન મા કરીએ. નેહ ધરી. ૨
પુજા કરીને નીરખી તમને, નેનામ્રત ભરીએ;
હમે સઉ નેનામ્રત ભરીએ. નેહ ધરી. ૩
કરી અભીવંદન માત ચરણરજ, મસ્તકપર ધરીએ;

હમે સહુ મસ્તકપર ધરીએ નેહ ધરી. ૪
તન પુલકીત થઈ હરષ ઘણેરે, તમ ચાચર ફરીએ;
હમે સઉ તમ ચાચર ફરીએ. નેહ ધરી. ૫
ચાચરમાં તમ સામા ઉભા રહી, ગુણ તુજ ઉચરીએ;
હમે સઉ ગુણ તુજ ઉચરીએ. નેહ ધરી. ૬
ક્રોડ દીવાળીશા દીનતે જાએ, દુઃખ સઉ વીસરીએ;
હમે તો દુઃખ સઉ વીસરીએ. નેહ ધરી. ૭
શ્રાવણ સંઘે હળીમળી લળી લળી, આનંદમાં ફરીએ;
હમે સઉ આનંદમાં ફરીએ. નેહ ધરી. ૮
ઓથ ને આશરો એક તમારો, ધ્યાન હૃદય ધરીએ;
હમે સઉ ધ્યાન હૃદય ધરીએ. નેહ ધરી. ૯
રમી જમી મા તમ દરબારે, જય જય ઉચરીએ;
હમે સઉ જય જય ઉચરીએ. નેહ ધરી. ૧૦
માણેકલાલ કહે ગુણ તુજ ગાતાં, ભવસાગર તરીએ;
હમે સઉ ભવસાગર તરીએ. નેહ ધરી. ૧૧

## ગરબી.

હાંરે મીઠાપનમા થાકકાર થે થે થઈ—એ રાગ.

હાંરે આરાસુરમાં થનકકાર થેઈ થેઈ,
અંબા સાથે શકતો સરવે રહી રહી રહી. આરા. ટેક.
બેઠાં સીંહાસને મુખ મલકે,
કોટી સૂર્ય સમાન કાંતી ચળકે,
માની બેઉ પાસ જ્યોતો ઝળકે,

છે સોંબ્હુ સ્વાર, સરજનહાર, ત્રીશુળાધાર, ત્રીગુણકાર,
નીગમચાર, વારંમવાર, સ્તુતી અપાર, મા દરણાર,
ધરીને પ્યાર, કુમકુમકાર, પુજે માને પુષ્પો લેઈ લેઈ. આ. ૧

રંગે બેઠાં આરાસુર રાએ,
શીવ વીશ્નુ નમે માને પાએ,
સુર સરવ ઇંદ્ર આવી ગુણ ગાએ,

ત્યાં ગુણ ગાય, તાંડવ થાય, મા ત્રીપુરાય, અભયદાય,
અણુતપાય, ઉદધી જાય, ગીરી સુતાય, સેવક સાહ્ય,
કરતાં માય, ચરણ પ્રાય, નમે માને જઈ જઇ જઈ. આ. ૨

શેષ નીત્ય નીત્ય નામ જપે જેનું,
નારદ આવી બજાવે તુમર બેનુ,
માટે રસના તુ નામ જપ તેનુ.

જેછે ગીરી બાળ, અણુતપાળ, દીનદયાળ, મહીશ કાળ,
રૂપ રસાળ, ઉદધી બાળ, અતી કૃપાળ, મા મયાળ,
માણેકલાલની સંભાળ, લેજો આનંદ દેઈ દેઇ દેઇ. આ. ૩

## ગરબી.

**આ ગરબીમાં દાંતાના મહાગણાના ગુણનું વરણન છે.**

નણબેલીરે અંબેમાત જોવાને જઇએ.—એ રાગ.

ચાલો ચાલોરે આરાસુર માંહ્ય, દરશનને કાજે,
મતબાલી અંબેમાય ગોખે બીરાજે;
આ ગોખે બીરાજે, ગરીબ નીવાજે, આનંદ દેતાં અપારરે;
ભકતો મળી સઉ દરશણ કરતા, મંડપમાં જયકાર. દર. ૧

ઉત્તર દીશાએ પ્રથમ પુજાએ, ગુણુનીધી ગણુપત દેવરે,
દક્ષીણે વેરાઇ બીરાજે, સામા છે મહ'દેવ. દર. ૨
માની અગાસીએ સુંદર દીસે, ત્રીશુળનો ચળકારરે;
ઉંચે શીખ્ખરપર સોનાકળશ છે, ધજાઓ ફરકે અપાર. દર. ૩
પવનપાવડી સીખર ઉપર, રૂપાનો વાઘ રઠીઆળોરે;
નજર કરો ઉંચે સઉ સજ્જન, નેહ તેહને નીહાળો. દર. ૪
વાવકલોદર ભેરવ ખેચર, ખોડીઆર ને અજાઇરે;
માનસરોવર નાહો નેહે, અત્ર સઉ જાએ કપાઈ. દર. ૫
ત્રણગાઉ ઉપર સરસ્વતીમાં, નાહાતાં નીરમળ થઇએરે,
દાન દક્ષીણા બ્રાહ્મણને દેઈ, કોટેશ્વરમાં જઇએ. દર. ૬
ચાર જુગના શંભુ બીરાજે, કોટેશ્વર કૈલાસરે;
દરશન પુજન કરતા સરવે, માહાદેવ પુરે આશ. દર. ૭
કોટેશ્વરથી નીચે ઉતરતાં, વાલ્મીક છે મ્હાદેવરે;
બળનાથ બેઠા તેમની પાસે, દેવ કરે સઉ સેવ. દર. ૮
ત્યાંથી અંબા ચરણે નમીને, ગબ્બરગઢપર જાયરે;
આદ્ય સ્થાનક છે અંબેમૈયાનું, હીંદોળે ઝુલેછે ત્યાંય. દર. ૯
સીખ્ખરે પ્રાશ્ચીત પીપળો ફરી, સઉ આરાસુરમાં આવેરે;
દરસન કરી અંબાના ગુણલા, ચાચર મધ્યે ગાવે. દર. ૧૦
આસોમાસ અષ્ટમી અજવાળી, ઓગણી તોહોતેર સાલરે;
તે દીન સુજને દરસન તેડયો, અંબા દીનદયાળ. દર. ૧૧
દરસન કર્યાં માનાં પ્રેમ ધરીને, આનંદ અંગ ના માયરે;
ચરણ વંદીને અરજ કરી મ્હેં, સદા માગી સાહ્ય. દર. ૧૨

રાજ્યરાજેશ્વર સરવ સીરોમણી, દાંતાના દરબારરે;
હમીરસંગજી હવન કરવા, આવેલા તેવાર. દર. ૧૩
રાણાજી પોતે હવન કરેતો, માજી કરે સ્વીકારરે;
આનંદ આપે દુઃખ સઉ કાપે, વરતે જય જયકાર. દર. ૧૪
હવનને દીન અંબા સામે, બેઠા રાય દીવાનરે;
મને દીઠો ને તરત બોલાવ્યો, આપ્યું આદરમાન. દર. ૧૫
મ્હેં પણ વિધ વિધ વિનય કરી કહ્યાં, શુભેચ્છક વચનરે;
મંદર ભાગ જુગતંબા સ્તવનના, ભેટ કર્યા તે દીન. દર. ૧૬
હમીરસંગજી અમર રહો મૈયા, આપે પુત્ર ઘેર પુત્રરે;
મહીપતીયોમાં માન વધારે, વાધો બહુ ઘરસુત્ર. દર. ૧૭
મ્હોબતસંગજી મ્હોટા રાજા, મ્હોટું જગમાં નામરે;
અંબામૈયાના ભક્તોછે પોતે, કરે રાજ્યનું કામ. દર. ૧૮
જગજાહેર જગમાં છે મ્હોટા, અંબા જેહને પ્રસનરે;
ઐશ્વરવાન ને અતી ઉદાર છે, મ્હોબતસંગ રાજન. દર. ૧૯
ફતેસંગજીનો જસ ઝાઝો, વધારજો અંબાયરે;
શ્રાવણ માસમાં આવી તેને, સંઘની કરતા સાહ્ય. દર. ૨૦
ફતેસંગજીની ફતે કરો મા, દેઈ આનંદ અપારરે;
કીરતી વધો સઉ મહીપતીયોમાં,શુદ્ધ કુળના સરદાર. દર. ૨૧
દીવાન બાપાલાલ છે નાગર, સાંઠોદરામાં સુરરે;
વિનયવંત વીવેકી શાણા, રહેછે રાય હજુર. દર. ૨૨
બીજે દીને ભટજીને પુછી, પુજવા ગયા માનો પારોરે;
અડધી પુજા કરી એટલામાં તો, ભટજીએ કર્યો હોકારો. દર. ૨૩

નીકળો ઝટ આ સાસછે આસો, શ્રાવણ પુજાનો હોયરે,
જાણુંછુ તમે હર વરશે અહી, આવોછો શ્રાવણ માંહ્ય. દર. ૨૪
પુજા કરી ઝટ નીકળી ગયો હું, રાણાજી બેઠા જ્યાંયરે,
અરજ હમીરસંગજીને કીધી, ભટને બોલાવ્યા ત્યાંય. દર. ૨૫
રાયે કહ્યું આ ભક્ત અંબાના, દરસન કરવા આવ્યારે,
અંબે મૈયાના ગુણના જેણે, પંદર ભાગ બનાવ્યા. દર. ૨૬
રેહે ત્યાં સુધી નીરાંતે નીત્ય નીત્ય, પુજવા દો મંમાયરે,
માત ચરણરજ એમને લેવી, એવું બોલ્યા રાય. દર. ૨૭
મ્હારાણાની આજ્ઞા માની, વાત ભટે ઉર લીધીરે,
દૃષ્ટિ દેવી મુજ અંબે મૈયાની, પુજા કરવા દીધી. દર. ૨૮
અંબા પુજોછો માટે મ્હોટા, ભટજી કહુ એક બોલરે,
કદરજ કરજો કવીજનોની, નીકર જાસે તોલ. દર. ૨૯
આ ગરબો કરતાં મુજ મનમાં, આનંદ વાધ્યો અપારરે,
મ્હારાણાના ગુણ ગાયા તે, અંબા કરજો સ્વીકાર. દર. ૩૦
ગરબો છે આ ગુણનો ભરીયો, જે નર નારી ગાયરે,
અલબેલી આનંદ આપને, કરતા સાહ્ય સહાય. દર. ૩૧
માણેકલાલ મા દાસ તમારો, કરજોડીને કહેરે,
નાગરસાઠોદરો ગુણ તમ ગાએ,નડીયાદ શેહેરમાં રેહેછે. દર. ૩૨

## બહુચરાનો નવરાત્રીનો ગરબો.

રાગ પુનમચાંદનીજો બેવડા રાગથી ગાવુ.

આવ્યા નવરાત્રીના દીન દીસે રળીયામણારે,
ઉગ્યો રજનીમણી આકાસે દેતો પ્રકાશ,

તે સમે બહુચર માએ ચાચર ગરબો મેલીઓરે,
એટલે આવ્યા અંબા કાળી તુલજા માત,
આવ્યાં નવદુર્ગા, વારાહી, ચાચર ચોકમાંરે,
અજાઇ, અરબુદા, અનપુર્ણા વીશ્વવીખ્યાત,
અનહદ બહુચરને દરબારે આનંદ અતી ઘણોરે. ૧

સાખી.

અષ્ટ ભુજા આશાપુરી, અરૂણા આનંદદાય;
કાત્યાયની ને કૌશકી, કામાક્ષી, કપીલાય
કમળા, કુંજવતી, કૌમારી ને કનકાઇછેરે,
ભદ્રા, ભુવનેશ્વરી, ભદ્રકાળી તેજ અપાર,
આવ્યાં મ્હાલક્ષ્મી, બ્રહ્માણી ને માહેશ્વરીરે
ચોસઠ જોગણી આવી બહુચરને દરબાર. અન. ૨

સાખી.

શકતો સરવે આવીયાં, તેજતણો અંબાર;
બહુચર માજીને મળ્યાં, આનંદ વાધ્યો અપાર.
સાડીયો જરકસી કસણી કોરની સરવે પેહેરીનેરે
રમવા આવ્યાં ગરબે, બહુચર દેતાં માન;
કુમકુમ કેસર અરચા કર્યા કપાળે ચાંદલારે,
હીરા જડેલી વાળીયો જાણે ઉગ્યો ભાણ. અન. ૩

સાખી.

દામણીયો મોતીતણી, હીરા જડીત્ર રસાળ;
ચાંહાડી તારાટપકીયો, ચળકે ગોરે ગાલ.

કંઠે હાર હીરાના, કાંઠલી મુક્તામાળા છેરે;
જડીયા હીરા માણેક મોતી તેજ વીશાળ.
ચંદનહાર ને ચંપકકળી ને ઘુઘરી અપારછેરે;
મગમાળા ને હીરાકંઠી, મોહનમાળા. અન. ૪

સાખી.

ગુલછડી ગુલાબની, ફુલહાર શોભે ઉર,
એવા માળા તેજ વાળીઓ, ચળકે છે ભરપુર.
નવસર હાર ને ઝુમણુ, ચીસપટી ચળકારછેરે;
તુશી તનમનીયાં અરીસા, તેજ અપાર,
પેહેર્યાં હાર એકાવળ, હીરાના ઝળકારડારે;
ફુલ મંદારને પારીજાતક કેરા હાર. અન. ૫

સાખી.

જાઈ જુઇ ને કેતકી, ચંબેલીના હાર;
સુગંધી સુખકાર છે, મોગરો મેહેકે અપાર.
હાથે અંગઠીઓ ને કંકણચુડી કાંકણીરે;
પેહેર્યા કલાં સાંકળાં, મોતી વંક વીશાળ,
ગજરાં ગુજરીયો અંગુઠી વેઢ વીંટીઓરે;
સરવે ભગવતીયો દીસેછે ઝાકઝમાલ. અન. ૬

શાખી.

સણગાર એવા સઉ સજી, આવ્યાં સરવે માવ;
ફરફર ફરતાં ફુદડી, ચોકમાં ગરબા ગાય.
ઘુઘરા ઘમકે નેપુર ઠમકે, ઝમકે ઝાંઝરાંરે

સાંકળાં અણુવટ કલ્લાં લંગર ચળકે પાય,
ફરતાં ફેર અતી રંગસેર, રંગીલીયો રંગમાંરે;
કોકીલા કંઠતણા શુભ શબ્દ ગગનમાં જાય. અન. ૭

શાખી.

સરખા સરખી સઉ મળી, ગીત નવાં નવાં ગાય;
તાળી પાડે તાનમાં, અતી આનંદે માય.
ગાતાં રાગ રાગણી રંગીલી રસાળીયારે;
જોવા આવ્યા મહીમા ઇંદ્ર અમર સઉ દેવ;
આવ્યા વીષ્નુ ને વીધી શીવ મા દરબારમાંરે,
મારકુંડ મુની આવ્યા જે ગુણગાતા અહુમેવ. અન. ૮

શાખી.

નવદીન નવરાત્રી તણા, નવલા નવલા રંગ;
દેવ દેવી ગુણ ગાય છે, આનીશપ થાય ઉમંગ.
નવદીન રમીયાં જમીયાં બહુચરના દરબારમાંરે,
વીજીયા દસમીએ ગરબો ગાઇ માગી વદાય;
ગરબો પુર્ણ થયોને બહુચરમા પ્રસન થયાંરે;
પ્રસાદી આપી સઉને નીજ નીજ સ્થાનક જાય. અન. ૯

શાખી.

આ ગરબો નવરાત્રીનો, શીખે સુણે જે ગાય;
બહુચરમા પ્રસન થઇ, રીદ્ધ સીદ્ધ દેશે સહાય.
સંવત ઓગણીસેં ચુંવેતેર માહા શુભ માસમાંરે,
સુદી ચઉદશને રવીવારે ધરી તુજ આશ;

માણેકલાલ લલ્લુભાઇએ ગરબો ત્હારો કર્યોરે,
નાગર સાઠોદરાનો નડીયાદ મધ્યે વાસ. અન. ૧૦

## ગરબી.

ગુરૂ ગોવીંદના મહીનાનો રાગ.

મા પડવે નમુ તુજ પાય, શ્રી માહાકાળીરે;
જગમાં મ્હોટુ તુજ નામ, પાવાવાળીરે. ૧
મા બીજે બહુચર માત, દુઃખ સઉ ટાળોરે;
લેઈ અરભકની સંભાળ, સનમુખ ભાળોરે. ૨
મા ત્રીજે ત્રણ સ્વરૂપ, માજી ધરીયાંરે;
વીધી વીશ્નુ શીવને આપ, હેતે વરીયાંરે. ૩
ચોથે ચારે ભુજાયે, ચુંડ મુંડ ચોળ્યારે;
વળી માર્યા શુંભ નીશુંભ રક્તબીજ રોળ્યારે. ૪
મા પાંચમ પુરણ પ્રેમથી, ગુણ ગાવુંરે;
તેડા પારે અંબે માત, શરણે આવુંરે. ૫
મા છઠે છબીલી માત, મુજ શીર છાજોરે;
મ્હારે તુજવીણ નહી આધાર, ગોખે ગાજોરે. ૬
મા સાતમે સરજ્યુ સઉ જક્ત તુજ બલીહારીરે;
ઘટ ઘટમાં વસી સઉ ઠામ, માયા ત્હારીરે. ૭
આ આઠમે અષ્ટ ભુજાયે, દહીંત સંહાર્યારે;
દુરમુખ ને મહીશાસુર, મા ત્હેં માર્યારે. ૮
મા નોમે નારાયણી નામ, જપે જે જાપેરે;
ત્હેને અંબા દે દરશન, નવનીદ્ધ આપેરે. ૯

દશમે દીનદયાળી, ભક્ત શીર ગાજોરે,
કરતાં ત્હેના શુભ કામ, ગરીબ નીવાજોરે. ૧૦
મા અગીઆરસ અંબાય, અરજ ઉર લેજોરે;
મને ગુણ તુજ ગાવા કાજ, વાણી દેજોરે. ૧૧
મા બારસે બાળા માત, સ્વરૂપ તમારૂરે;
નીરખંતાં દુઃખ સઉ જાય, મુદીત મન મ્હારૂરે. ૧૨
તેરસે ત્રણ ભુવન, વાસ તમારોરે;
ત્રીજો ભય ટાળી માત, ભક્ત ઉગારોરે. ૧૩
ચઉદસે ચરણરજ માત, લેવા તેડોરે;
મ્હારા ચીતની ચીન્તા જાય, દુઃખ સહુ ફેડોરે. ૧૪
મા પુન્યમે પુર્ણ પ્રતાપ, ત્હારો મ્હારેરે;
કરો ભક્તનાં દુઃખ સહુ દુર, ચઢો મુજ વ્હારેરે. ૧૫
આ પંદર તીથી નરનાર, ગાય જે મનથીરે;
ત્હેને અંબા થાય પ્રસન, તજે નહી તનથીરે. ૧૬
માણેકલાલ છે તમ દાસ, કરજોડી કહેછેરે;
વણ દામનો ત્હારો ગુલામ, નડીયાદ રેછેરે. ૧૭

## ગરબાં.

### પંદર તીથીઆ. રાગ માલવ.

કૃષ્ણ ક્યારે સાંભરે મધુરાં જઇ કાગળ ન લખ્યાં કઠોર.
એ રાગ.

પડવે નમુ પરમેશ્વરી અંબા, આરાસુરની રાયરે;
મનવાંછીત ફળ ભક્તને દેતાં, ગુણ જસ ત્હારા ગાયરે. પડવે. ૧

બીજે બાળા રૂપ ધરીને, બળ પ્રાક્રમ બહુ કીધુંરે;
હણીતો સંહારી ઇંદ્ર અમરને, મા ત્હેં અભયપદ દીધુરે. પડવે.૨
ત્રીજે ત્રીગુણાત્મક છો ત્રીપુરા, વીશ્વ સકળ વસનારીરે;
ભક્તનાં ભય દુઃખ સરવે નીવારી, તું આનંદ દેનારીરે. પડવે. ૩
ચોથે ચાર ભુજા ચુંવાળે, વસીયાં બહુચર બાળીરે;
નીજ ભકતોને કરૂણા કરીને, લેતાં નીત્ય સંભાળી. પડવે. ૪
પાંચને પુજ્યા સુરથ રાએ, ચૈત્ર દેશના રાયરે.
મનુસાવર્ણી ત્હેને કર્યો ત્હે, જુઓ ચંડીપાઠની માંહ્યરે. પ. ૫
છઠે છબીલી અંબા મ્હારે, ત્હારો છે આધારરે;
મનવાંછીત ફળ મુજને દેજે, તું આનંદ દેનારરે. પડવે. ૬
સાતમે સાવીત્રી બ્રહ્માણી, ભુમંડળમાં ગાજેરે;
મહીશાસુરને મારી મૈયા, આરાસુર બીરાજેરે. પડવે. ૭
આઠમે અષ્ટ ભુજા અલબેલી, તેજોમય છો માયરે;
ચુંડમુંડ રક્તબીજને રોળી, સુરની કીધી સાહ્યરે. પડવે. ૮
નોમે નવદુર્ગા નારાયણી, નમુ તમારે પાયરે;
અભયાવર ભકતોને આપો, ગુણ તમારા ગાયરે. પડવે. ૯
દસમે દીગવીજય કરીને, શુંભ નીશુંભને માર્યારે;
જગમાં જસ ત્હેં લીધો અંબા, દેવ સકળને તાર્યારે. પડવે.૧૦
અગીઆરસ અલબેલી મૈયા, આનંદ ઓછવ થાયરે.
સુર મુની આવી સ્તવન કરીને, ગુણ તમારા ગાયરે. પડવે. ૧૧
બારસે બાંહ્ય ગ્રહ્યાની લજ્યા, માંમા તમે મંમાયરે;
દીન ભક્તોનાં કાર્ય કરને, અંબે કરતાં સાહ્યરે. પડવે. ૧૨

તેરસે ત્રણભુવનમાં ત્હારી, શક્તીછે ભરપુરરે;
તુજ હુકમ વીના પત્ર હલાવા, નહી કોઇની મગદુરરે. પડવે. ૧૩
ચઉદસે ચઉદ બ્રહ્માંડ ત્હેં રચીયાં, આરાસુરની રાયરે;
જય જય શબ્દ મંડપ તુજ થાપે, ઉદ્દો ઉદ્દો ઉચરાયરે. પડવે. ૧૪
પુન્યમે પંદર તીથી પુરી કરી, અંબા નમુ તુજ પાયરે;
માણેકલાલ નડીયાદનો વાસી, ગુણલા ત્હારા ગાયરે. પડવે. ૧૫

## ગરબો સોળ સણગારનો

જય જય આરાસુરી અંબાય, અખીલ અમરેશ્વરીરે લોલ;
નમી નમી પ્રણમુ મા તુજ પાય, જગત જગદીશ્વરીરે લોલ. ૧
આવ્યો સુંદીર શ્રાવણ માસ, આનંદ અંગ જામનોરે લોલ;
આવું દરસન સંઘની સાથ, હરખ બહુ પામતોરે લોલ. ૨
શ્રાવણ વદ ચઉદસને દીન, અતી ઉમંગમાંરે લોલ;
આવી પ્રેમે નીરખ્યાં માત, સજન સઉ સંગમાંરે લોલ. ૩
અમાસે વધામણુ લેઇ આવે, સઘરી સઉ સાથમાંરે લોલ;
માને વધાવે સરવે જન, કુમકુમ પુષ્પ હાથમાંરે લોલ. ૪
નીરખે નેણા ભરી નર નારકે, અતી ઉમંગમાંરે લોલ;
ગોખે બેઠાં કરતાં સ્હોખ, માજી બહુ રંગમાંરે લોલ. ૫
લીલા ચરણા પેહેર્યા માત, ઘુઘરડીના ગેલછેરે લોલ;
જરકસી બુટા જડીયા તે માંય, કસબનો વેલછેરે લોલ. ૬
પેહેરી જરકસી સુંદર સાડી, કસબની કોર છેરે લોલ;
ચોળી શોભે રત્ન જડાવ, સોનેરી મોરછેરે લોલ.
માનુ મુખ કોટીક ચંદ્ર ચળકે, અધર પ્રવાળછેરે લોલ;

કોમળ રત્નમણીના સરખું, કે માનુ કપાળછેરે લોલ.
આંખ્ય અણીયાળી આરક્ત, કમળની પાંખડીરે લોલ;
ચીબુક ન્યારૂ તીક્ષણ નાશા, ભ્રગુટી વાંકડીરે લોલ. ૯
મંદ મધુર સ્મીત મન મોહન, મુરતી માતનીરે લોલ;
નીરખી તન પ્રફુલીત થાય, આઈ અજાતનીરે લોલ. ૧૦
મોતીની દામણીયો છે કપાળે, નાકે વાળી ઝળકતીરે લોલ;
મુસ્તક મુગટ રત્ન જડાવ, તારાટપકી ચળકતીરે લોલ. ૧૧
ચળકે ચાંદલીયા લલાટ, હીરા હપચીપરેરે લોલ;
અંજન આંખે આંજ્યાં માત, જોતાં સઉનું ચીતહરેરે લોલ. ૧૨
કંઠે હાર હીરાના ઝુમણું ને, ઝળકેજ વાળીયોરે લોલ;
ચંદનહારને કાંઠલી ચંપક, કળીયો ભાળીયોરે લોલ. ૧૩
મગમાળા ને હીરાકંઠી, મુક્તામાળા છેરે લોલ;
ગુલછડી ગુલાબનો, સાથે મોહનમાળા છેરે લોલ. ૧૪
ફુલહાર તુળશી તનમનીયાં, હાંસડીયો હીરાતણીરે લોલ;
નવસરહાર ને ચીસપટીમાં, જડીયા રત્નમણીરે લોલ. ૧૫
અરીસા હાર એકાવળ, રત્નમણીના હારડારે લોલ;
ચેણમાળાઓ ચળકે અપાર, હીરાના ઝળકારડારે લોલ. ૧૬
કંઠે પારીજાતક ફુલ મંદારના, હારછેરે લોલ;
જાઈ જુઈ ચંબેલી, મોગરો મ્હેક અપારછેરે લોલ. ૧૭
કટીએ કંદોરો મુસ્તકપર, તોરો મોતીનોરે લોલ;
ઉપર ઘરેણાં ઝળકેછે, ઝગમગ જ્યોતીનાંરે લોલ. ૧૮
હાથે બંગડીયો કાંકણીયો, ગજરા ગુજરીરે લોલ;

કંકણુ કડાં સાંકળાં ઝીણી ચુડીઓ હાથે ધરીરે લોલ; ૧૯
આંગુઠી વેઢ વીંટીયો માની આંગળીએ રહી અડીરે લોલ;
હીરા માણુક મોતી તે મધ્યે, લીધાં રતન જડીરે લોલ. ૨૦
મોતીનાં દરસનીયાં બેઠાં છે મા હાથે ધરીરે લોલ;
મોતી વાંક બન્ને હાથ બેરખીઓ ને ઘુઘરીરે લોલ. ૨૧
ઘુઘરા ઘમકે નેપુર ઠમકે, ઝંઝર ઝમઝમેરે લોલ;
સાંકળાં કલ્લાં લંગર પાય, ઘુઘરીયો ઘમઘમેરે લોલ. ૨
બેઠાં સીંહાસન બેઉ પાસે જાગતી જ્યોતછેરે લોલ;
તેજે ત્રણ ભુવનરાય, અતી ઉદ્યોત છેરે લોલ. ૨
પુજ્યા પ્રેમે મ્હેતો કુમકુમ પુષ્પો લઈ કરીરે લોલ,
મેવા વીધ વીધના લાવીને થાળ આગળ ધરીરે લોલ. ૧૪
કીધી આરતીને ન્હેનામૃત, નીરખ્યાં મા નિરે લોલ;
ધ્યાન ધરીને લાગ્યો પાય, મનમાં વીશ્વાસનેરે લોલ. ૨
શોળ સ્તવનને શોળ સણુગારનો, ગરબો મા ચીત ધરીરે લોલ
મ્હારો ત્રીજો ભય સંહારી, ભક્ત સુખી કરીરે લોલ. ૨
ગરબો નરનારી જે ગાય, તેને સુખ આપજોરે લોલ;
દેજો સુખ સંપત સદાય ને, દુઃખ સઉ કાપજોરે લોલ. ૨
માણેકલાલની વ્હારે વળજો, મા વેંકેસાં ધરીરે લોલ;
ગાએ ગુણ તમારા માતકે, શેહેર નડીયાદ વશીરે લોલ. ૨

દોહરો.

સ્તવન સોળમું તો થયું, મૈયા તુજ પ્રતાપ;
આશ પુરણ કરી ભક્તની, સંકટ ભય સઉ કાપ.